જ વિચારો અને ભાવનાઓ પુસ્તકોમાં જોઇએ છીએ અને ખરૂં જોતાં પુસ્તકોથી આપણે આપણી જાતને ઓળખતાં શીખીએ છીએ. આપણું એક અંગ મનુ, વ્યાસ, ગઝાલી કે એમર્સનના ગ્રંથમાં જોઇએ છીએ તો બીજું શેકસપિયર કે કાલિદાસના ગ્રંથમાં જોઇએ છીએ; આપણો એક વિચાર વાલ્મીકિ યા હોમરના ગ્રંથમાં હોય છે તો બીજો શંકરાચાર્ય, બુદ્ધ, રામાનુજ કે ડાંટેના ગ્રંથમાંથી મળી આવે છે. આ પ્રમાણે આપણું સંપૂર્ણ વ્યકિતત્વ (ખામી અને ખુબી વગેરે) જાણી રહીએ ત્યાંસુધી આ ક્રિયા ચાલ્યાજ કરે છે.

તમે જે રીતે કુહાડાને શરાણ પર ચઢાવો છો તેજ રીતે તમારે કોઇ પણ ખાસ પુસ્તકનું મનન અને અભ્યાસ કરવો જોઇએ. તમે કાંઇ કશું ઉમેરવા માટે શરાણ પર કુહાડો ચઢાવતા નથી પણ ધાર કાઢવા માટે ચઢાવો છો. શરાણમાંથી નીકળતા તણખા કરતાં પુસ્તકોમાંથી મળતી અસરો બહુ કિંમતી હોય છે; તેમ એ ઉચ્ચ અસરો મેળવનારૂં આપણું મગજ કુહાડાની ધાર કરતાં બહુજ કિંમતી હોય છે.

બેકન કહે છે કેઃ—"કેટલાક ગ્રંથોનો માત્ર સ્વાદજ લેવાનો હોય છે અને કેટલાક ગળી જવાના હોય છે; માત્ર થોડાજ ચાવી ને પચાવી દેવા જેવા હોય છે. મતલબ કે કેટલાંક પુસ્તકોના માત્ર થોડા-જ ભાગ વાંચવાના હોય છે; કેટલાંક પુસ્તકો વાંચવા જેવાં હોય છે પણ મનન કરવા જેવાં નહિ; અને થોડાક ગ્રંથો તો રોમે રોમ વ્યાપી ચારિત્રમાં ઉતરે ત્યાં સુધી પ્રયત્ન, કાળજી અને મનનપૂર્વક વાંચ્યા કરવા જેવા હોય છે." બેકન વધુ કહે છે કે—

"વાચન મનુષ્યને સંપૂર્ણ બનાવે છે.
વાતચીત તેને તૈયાર બનાવે છે.
લેખન તેને ચોક્કસ બનાવે છે.
ઇતિહાસ તેને ડાહ્યો બનાવે છે.
કવિતા તેને રસિક બનાવે છે.
તત્વજ્ઞાન ઉંડી બુદ્ધિવાળો બનાવે છે.
નીતિશાસ્ત્ર તેને ગંભીર બનાવે છે.

ન્યાય અને અલંકારશાસ્ત્ર વાદવિવાદ શક્તિ આપે છે."

જીફી કહે છે કેઃ—પોતાનાં પુસ્તકોની વચ્ચે જીવવા અને મરવા માટે સિસેરોએ પોતાની સઘળી સંપત્તિ છોડી દેવા ઇચ્છા બતાવી હતી એ કાંઇ આશ્ચર્યની વાત નથી. પેટ્રાર્ક અંતસુધી પોતાનાં પુસ્તકો વચ્ચે રહ્યો અને તેમાંજ મુવો એમાં પણ નવાઇ નથી. બેડ લખાવતો લખાવતો મુવો; લિબ્નિઝ હાથમાં પુસ્તકસહિત મુવો તથા લૉર્ડ ક્લૅરેન્ડન ટેબલ આગળ મુવો એ પણ સ્વાભાવિક છે.

બકલના અંતસમયના શબ્દો "મારૂં ગરીબ બિચારૂં પુસ્તક!" પુસ્તકો પ્રત્યેની એની તીવ્ર પ્રીતિ દર્શાવે છે, કે જે મૃત્યુને પણ વિસરાવી દે! સ્કૉટ જ્યારે અંતકાળે એબટ્સફર્ડમાં આવ્યો અને તેને ઉંચકીને તેના પુસ્તકાલયમાં લઇ જવામાં આવ્યો ત્યારે તેના મર્દાનગીભરેલા મુખ પર દડ દડ આંસુની ધારા ચાલી! ખરેખર, તેણે પોતાનાં પુસ્તકોને એવી યોગ્ય રીતેજ અંતિમ પ્રણામ કર્યાં હતા.

ધોળા વાળવાળો અને માત્ર હાડપિંજરરૂપ બની ગયેલો સધિ પુસ્તકોને વાંચી શકતો ન હતો ત્યારે તેને પંપાળતો અને ચુંબન કરતો હતો; એ ચિત્ર તો વળી બહુજ અસરકારક છે!

# યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા

("સુખસામર્થ્ય સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર"માંથી થોડો સારાંશ)

"વિકાસ પામતા રહો અથવા ક્ષીણ થતા ચાલો" એ કુદરતનો મુદ્રાલેખ છે અને તે સૃષ્ટિની પ્રત્યેક વસ્તુપર લખેલો છે.

આપણું શાશ્વત તારુણ્ય આપણા મનમાંજ રહેલું છે, બીજે નહિ.

માણસનું મન સંમતિ આપે નહિ ત્યાંસુધી તેનો ચહેરો ઘરડો થઇ શકતો નથી. કેમકે શરીર એ મનનોજ દોરેલો નકશો છે.

તરુણોની સાથે ઝાઝો સંસર્ગ રાખવાથી તારુણ્ય ટકી રહેવામાં જેટલી મદદ મળે છે તેટલી બીજા કશાથી મળતી નથી.

તમે માત્ર પચાસ વર્ષના થયા હો ત્યારે તમારૂં મગજ શિથિલ થવા માંડે અને શક્તિઓ ઘટવા લાગે એ તો તમારા સ્રષ્ટાનું અપમાન થવા જેવું છે. કેમકે તે સમયે તો તમે તરુણાવસ્થામાં હોવા જોઇએ.

ધોળા વાળ, કરચલીઓ ઇત્યાદિ ઘડપણનાં ચિહ્નોને આ યુવાવસ્થા સાથે કશો સંબંધ નથી. બુદ્ધિ, શકિત, સૌંદર્ય અને સદ્‌ગુણોની વૃદ્ધિ તથા દૃઢતા થવી એજ મોટી ઉંમરનાં ચિહ્ન હોવાં જોઇએ; નિર્બળતા, નિરુપયોગિતા અને વળિયાં પળિયાં એનાં લક્ષણ હોવાં જોઇએ નહિ.

ઘડપણના વિચાર કરવાની ટેવ પાડવી જેટલી સહેલી છે તેટલીજ તારુણ્યના વિચાર કરવાની આદત પાડવી સહેલી છે.

સિદ્ધાંત કદી વૃદ્ધ થતો નથી; સત્ય કદી વૃદ્ધ થતું નથી અને હે માનવ! વાસ્તવમાં તું પોતેજ સિદ્ધાંત અને સત્યોનું સત્ય છે.

## વિચારોમાં રહેલી અદ્‌ભુત શક્તિ

કોઇપણ મનુષ્યનું મન ખરાબ વિચારો અને કુટેવોથી એટલું બધું મલિન કે વિષમય બની ગયું નથી—દુરાચારમાં એટલું બધું ડૂબી ગયું નથી—કે તે ઉચ્ચ વિચારોથી પાછું શુદ્ધ ન થઈ શકે.

ઉત્સાહ, હિંમત, આશા અને આનંદ એ એવાં સાધનો છે કે જે બિમારને સાજા કરવામાં દવા કરતાં વિશેષ મદદ કરે છે.

જમતી વખતે અને ઉંઘતા પૂર્વે આનંદી રહેવાનો અભ્યાસ પાડવો એ દરેકનું બહુ જરૂરી કર્તવ્ય છે. કારણ કે એથી શરીર અને મનના આરોગ્યને ઘણોજ લાભ થાય છે.

## રંકતા અને શ્રીમંતાઈ

રંકતાનો વિચાર જેટલો ખરાબ છે, એટલી રંકતા પોતે નથી.
જે દિવ્યના આપણા ઉદ્દેશોને ઘડે છે તે આપણામાંજ રહેલી છે.
ઉદારાત્મા આપીને શ્રીમંત થશે; અને કંજુસ સંઘરીને રંક થશે.
મહત્ત્વાકાંક્ષા(ઉચ્ચ આદર્શ અને ઉન્નત હેતુ)માંથી શકિત જન્મે છે.
તમારો આદર્શ, એ અંતે તમે કેવા થશો તેની આગાહી આપે છે.

ઇશ્વરને ઉપાસનારને નવીન બળ મળશે; ઉન્નતિના આકાશમાં તે ગરુડની પેઠે ઉડશે; તે દોડશે પણ થાકશે નહિ; તે બોજો ઉપાડશે પણ બેશુદ્ધ થશે નહિ.

ઘણા લોકો હાસ્યરસપ્રધાન, અને પ્રોત્સાહક ગ્રંથ વાંચીને ઉદાસીને હાંકી કાઢે છે. કેટલાક બુદ્ધિમાનો સ્તોત્રો, કહેવતો તથા મહાત્માઓનાં વચનામૃત વાંચીને ઘણો લાભ મેળવે છે.

# મહાત્મા થવાનો માર્ગ

("પ્રભુમય જીવન"માંનો થોડો સારાંશ)

મનુષ્યના વિકાસમાં અડચણ નાખનાર માત્ર તેનું અજ્ઞાન છે.

કુદરતના નિયમોનું અજ્ઞાન કે અવગણના સર્વ રોગ–દુઃખનું કારણ છે. કોઇ પણ દુઃખદારિદ્રને પ્રભુ નહિ પણ માનવી પોતે પેદા કરે છે.

રોગી થયા પછી રોગ ટાળવો, એ કરતાં રોગજ થાય નહિ એવી રીતભાત સૂચવવી, એજ વૈદ્યનો મુખ્ય ધંધો હોવો જોઇએ.

મનુષ્યને તેની જાતનું અને તેનાથી અજાણી રહેલી તેની શક્તિઓનું જ્ઞાન આપવું; એના જેવો માનવસેવાનો ઉત્તમ માર્ગ બીજો નથી.

જ્યાં સત્યની ઇચ્છા અને સ્વીકાર નથી ત્યાં તે જતું પણ નથી.

સત્યને સંપૂર્ણ જાણવું હોય તો તેના સિવાયની બીજી બધી ઇચ્છાઓ અને ખટખટો દૂર કરો અને સત્યને જાણી અમલમાં મૂકો.

તમારી શક્તિઓ જાણવા માટે પ્રથમ તો પરમાત્માને ઓળખો.

જેનું મન પરમાત્મામાં લીન રહે, તેની સંભાળ પરમાત્મા રાખે છે.

જેવા મિત્રોને તમે શોધશો તેવાજ મિત્રો તમને પણ શોધશે.

આપણી કલ્પનાઓની હદ એજ આપણા વિકાસની હદ છે.

મનુષ્ય કેવાના સમાગમમાં વિશેષ આવે છે તે ઉપર તેની ચડતી કે પડતી થવાનો આધાર છે.

રોગના જેટલુંજ સુખ અને આરોગ્ય પણ ચેપી છે.

સારી વસ્તુઓ પ્રભુ પરાણે કે વગર લાયકાતે નથી આપતો.

સર્વાંશથી ઇશ્વરની આજ્ઞા જાણે ને પાળે તેઓજ ધન્ય થાય છે.

મનમાં એક વાત અને બોલવામાં બીજી વાત, એવી કુટિલતા જવા દઇ મનમાં હોય તેજ કહી દેવાની ટેવ પાડો.

દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પણ પ્રેમથી થાય છે.

બીજાનું ભલું કરવામાં તમે તમારી જાતને જેટલી ભૂલો તેટલું તે કામ વધારે સારૂં થાય અને પરિણામ પણ વધારે સારૂં આવે.

દયાવિનાનું જીવન એ સાચું જીવન નથી પણ જીવતું મરણ છે.

બીજાઓનું ભલું કરવામાં આપણું પણ ભલું થાય છે.

પ્રાપ્ત શક્તિનો પૂરો સદુપયોગ થાય તોજ શુભ ભાવના પૂરી ફળે છે.

આપણી ભાવી સ્થિતિનો આધાર આપણા આજના વર્તન પર છે.

એવી એક પણ વસ્તુ કે સ્થિતિ આ વિશ્વમાં નથી કે જેના તરફ એકનિષ્ઠા અને સર્વભાવથી ચાલનારો તેનાથી બેનસીબ રહે.

જે કામ રામ, કૃષ્ણ, મહંમદ, ઈસુ કે જરથુસ્ત્ર કરી શકે તે કામ બીજો પણ કરી શકે;

કેમકે સર્વત્ર એકજ નિયમ વ્યાપી રહેલો છે.

કેમકે એવી એક પણ ટેવ નથી કે જે જીતી શકાય નહિ.

કેમકે તમારૂં જીવન કેમ દોરવવું અને ખીલવવું એ માત્ર તમો અને તમારા પ્રભુ વચ્ચેનો સવાલ છે; છતાં જો તમે સાધારણ લોકોથી દોરવાતા હો, તો જરૂર તમે ખોટે માર્ગે ચઢવાના ભયમાં છો.

કેમકે બહારનો વિવેક અને આડંબર નિર્બળ માણસોજ રાખે છે.

કેમક જેમને આત્મશક્તિનું ભાન થયું હોય તેઓ તો લોકો જુએ–જાણે ને વખાણે, એવી રીતે કામ ભાગ્યેજ અને નાછૂટકે કરે છે.

કેમકે તેઓ સમજી ચૂક્યા હોય છે કે, અંદર–બહાર બધે અનંત શક્તિ સર્વ કાંઈ કરી રહી છે ને તેઓ તો તેનું હથિયાર માત્ર છે.

કેમકે સૃષ્ટિના એ શ્રેષ્ઠ નિયમોમાં અને નિયંતામાં જેને વિશ્વાસ આવશે, તેના ઉપર કશી દીનતા–હીનતાની સત્તા નહિ ચાલે.

સોયના કાણામાં ઉંટ પેસવું જેટલું અશક્ય છે, તેટલુંજ ધનવાનને સ્વર્ગ પામવું અશક્ય છે.

આપણે બધા માત્ર અપાર સામર્થ્યરૂપ પરમાત્માને વહેવાની નીકો છીએ, એટલે જે કોઇ જેટલા પ્રમાણમાં એ દિવ્ય પ્રવાહને પોતામાં વહેવા દેશે, તેટલા પ્રમાણમાં તે મહાત્મા બનશે એ નિઃશંક છે.



# સારા ગ્રંથોની કિંમત અને અગત્ય

("ભાગ્યના સ્રષ્ટાઓ"માંથી થોડો સારાંશ)

આ જમાનામાં છાપખાનાં તમને ગીતા, કુરાન અને બાઈબલ જેવા મહત્ત્વના ગ્રંથો જૂજ કિંમતે આપે છે; પણ તમે તેમાંના અખૂટ-દિવ્ય જ્ઞાનભંડારનો જેટલી સહેલાઇથી અને છૂટથી લાભ લઇ શકો, અને તેથી તમારાપર તથા તમારા આસપાસવાળાઓ પર જે દિવ્ય અસર થાય તેના પ્રમાણમાં જો તમે તેની કિંમત આંકો તો તે કેટલી થવા જાય?

છાપખાનાં આપણને બીજા પણ એવા હજારો ગ્રંથ આપે છે કે જેની ઉપકારકતાના પ્રમાણમાં તો આપણે બહુ નજીવા ખર્ચે ઉત્તમ વિદ્વાનો અને ઋષિમુનિઓનું એક આખું સૈન્ય જાણે આપણી સેવામાં હાજર કરીએ છીએ! ખરચેલા પૈસાનો આવો મોટો બદલો આપણને બીજે ક્યાંથી મળે કે જેનો આપણે જેટલા વધુ વિચારથી ને લક્ષ્યપૂર્વક ઉપયોગ કરીએ તેટલો આપણને વધુ લાભ થાય?

ઉત્તમ પુસ્તકોમાં કેટલું બધું દ્રવ્ય ભરેલું છે! અને તે જોતાં ગરીબ માણસ પણ કેટલા થોડા ખર્ચમાં એ પુસ્તકો લઇ શકે છે અને પોતાના જ્ઞાનમાં, ચારિત્ર્યમાં અને સામર્થ્યમાં કેટલો બધો વધારો કરી શકે છે! વ્યાસ અને વાલ્મીકિ, જ્ઞાનેશ્વર અને રામદાસ, શ્રીકૃષ્ણ અને રામચંદ્ર, મહમ્મદ સલ૦ અને ક્રાઇસ્ટ તથા પ્લેટો અને સૉક્રેટિસ ઇત્યાદિ દિવ્યાત્માઓના અલૌકિક બુદ્ધિવૈભવ તથા ચારિત્ર્યચંદ્રોદયમાં તે આળોટી શકે છે; સઘળા યુગના મહાત્માઓ, મહાકવિઓ, તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનવેત્તાઓ, રાજદ્વારીઓ, મહાવીરો અને ગ્રંથકર્તાઓ સાથે તે વાતચીત કરી શકે છે; રામચંદ્ર, શ્રીકૃષ્ણ, ભીષ્મ, અર્જુન, પ્રતાપ, શિવાજી, સીઝર, સિકંદર અને નેપોલિયન જેવાઓની પાછળ પાછળ તેમનાં યુદ્ધક્ષેત્રોમાં જઈ શકે છે; ખડકોમાં છુપાયેલી અનેક યુગની વાર્તાઓ તે વાંચી શકે છે અને જ્ઞાનવિજ્ઞાનનાં ગૂઢ રહસ્યો ઉકેલી શકે છે.

વ્યાસ, વાલ્મીકિ અને તુલસીદાસ જેવા પરમસિદ્ધો તો ગરીબમાં ગરીબની ઝુંપડીમાં ગ્રંથરૂપે પહોંચી જઈ રામાયણ તથા મહાભારત-

ની કથાઓ ચિંથરિયા માણસો પાસે પણ રજૂ કરે છે–ગાય છે!

માટે જો સઘળી વસ્તુઓ ખરીદવાની શક્તિ ન હોય તો તમે બીજાં આવશ્યક રાચરચીલાં લેવાને બદલે સારાં પુસ્તકો ખરીદજો.

કિંમતી રાચરચીલાં, ચિત્રો, પડદા, ગાલીચા વગેરેથી ભરેલું સુંદર ઘર હોય પણ તેમાં ઉત્તમ ગ્રંથો ન હોય તો તે કેવું ખરાબ! છતાં અફસોસ છે કે એવાં ઘણાંયે ઘરોમાં એકે ઉત્તમ પુસ્તક હોતું નથી!

જો જરૂર પડે તો થીગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરજો પણ પુસ્તકો લેવામાં કંજુસાઇ કરશો નહિ. તમારાં બાળકોને બીજી રીતે શિક્ષણ ન આપી શકો તો તેમને થોડાં ઉત્તમ પુસ્તકો તો જરૂર આપજો કે જેના સદુપયોગથી તેઓ ઉન્નત થઈ માન મેળવે. જે બાળકોના હાથમાં ઉપયોગી ગ્રંથો આવે છે તેઓ ગરીબમાં ગરીબ હોય તોપણ શાળા જેટલું કે તેથી વધારે શિક્ષણ મેળવી શકે.

જો આપણા દેશના પ્રત્યેક ઘરમાં ઉત્તમોત્તમ પુસ્તકોનો સંગ્રહ હોય તો આપણી સંસ્કૃતિમાં કેટલો મોટો ફેરફાર થઇ જાય!

ગમ્મત મેળવવાનું બીજું કોઇ પણ સાધન વાંચનના જેટલું સસ્તુ નથી અને કોઇ પણ આનંદ એના જેટલો ટકાઉ હોતો નથી.

---

# સારા વાંચનારા કેવા હોય?

(ભાગ્યના ભ્રષ્ટાઓમાંથી થોડો સારાંશ)

જે માણસ ઉત્તમ અને વિશેષ જ્ઞાન મેળવીને તેને પોતાના ચારિત્ર્યમાં ઉતારે છે તેજ ખરો વાંચનાર છે. યંત્ર જેવા પાઠકો તો વસ્તુનાં છોતરાંરૂપ શબ્દોજ યાદ રાખી અંદરનું સત્વ પચાવતા નથી; વાંચનથી મગજને ભરી દે છે પણ હૃદયને–ચારિત્ર્યબળને ભૂખે મારે છે. જો એક પુસ્તકનો સરસ ઉપયોગ કરી જાણ્યો હોય તો તમને એક એવી કાર્યશક્તિનું ભાન થાય છે કે જેવી શક્તિ તમે કદી જાણી કે અનુભવી હોય નહિ. અનેક નટો પાઠ ભજવે છે; પણ તે મૂળ પાત્રનું હૃદય તો કોઇકજ નટ જાણતા હોય છે; તેની પેઠે મહાન ગ્રંથકારોનાં હૃદય થોડાજ પાઠકો યથાવત્ ઓળખતા હોય છે.

---

# ખરાબ પુસ્તકોનાં નુકસાન

(ભાગ્યના સ્રષ્ટાઓમાંથી થોડો સારાંશ)

ન્યૂ ગેટની જેલના ધર્મોપદેશકે પોતાના વાર્ષિક રિપૉર્ટમાં ઘણા માનવંત કુળના અને સુંદર દેખાવના છોકરાઓ વિષે લખ્યું છે કે "તરુણ સ્ત્રીપુરુષની ગમ્મતને ખાતર પ્રકટ થતાં હલકાં વર્તમાન-પત્રો વાંચવાનો નાદ એક પણ અપવાદ સિવાય આ છોકરાઓને લાગ્યો હતો અને તેથીજ તેઓ જેલમાં જતા હતા. આ દેશમાં એવી કોઇ પણ ફોજદારી કોર્ટ વા જેલ નથી કે જ્યાં આવા પ્રકારના ગુન્હાઓ ન જણાય. આધુનિક સમયમાં ખરાબ પુસ્તકોની અસરથી નીતિનો કેટલો નાશ થયો છે તેનું માપ ભાગ્યે કાઢી શકાય."

એક વાર એક છોકરાએ બીજા છોકરાને બીભત્સ ચિત્રો અને શબ્દોવાળું એક પુસ્તક બતાવ્યું અને તેણે તે માત્ર થોડીજ પળો હાથમાં લીધું હતું. પાછળથી તે શ્રેષ્ઠ ધર્માચાર્ય થયા પછી તેણે એક મિત્રને એ વિષે કહ્યું હતું કે "એ પુસ્તક જોવા કરતાં તો મેં મારી અર્ધી મિલ્કત આપી દીધી હોત તો વધારે ઠીક થાત. કારણ કે કેટલીક વાર તેમાંનાં અપવિત્ર ચિત્રો પવિત્ર સમયે પણ વગર તેડ્યે મનમાં આવવાને ઉભાં રહે છે!"

જેમ્સ ટી. ફીલ્ડ્ઝ એક ખૂની બાળકને જેલમાં મળ્યો ત્યારે તેણે કહેલું કે ખૂન અને બીજાં ભયંકર કામોના વર્ણનથી ભરેલી નવલકથાઓનો મને ઘણો નાદ લાગ્યો હતો. મેં તે ખૂબ વાંચી હતી અને એ પુસ્તકોએ મારા મગજમાં ભયંકર વિચારો મૂક્યા મને ખૂની કામો કરવાને પ્રેર્યો હતો એમાં જરાયે શક નથી."

બિશપ પૉટરે કહ્યું છે કે "માણસ જે કક્ષાનાં પુસ્તકો વાંચે છે તેથી ચઢતી કક્ષાનો તે થઇ શકતો નથી; એ એક સિદ્ધ વાક્ય છે."

દુર્ભાગ્યની વાત છે કે, આ દેશમાં આજકાલ કેટલાકો બીભત્સ અને ક્રૂર વર્ણનવાળા લેખો લખવા અને છાપવા મંડી પડ્યા છે!

# આંખનાં દરદોની એક અનુભવસિદ્ધ દવા

# खाखरानां मूळ-नो अर्क

## સુલભ કરવાની કામચલાઉ યોજના

ખાખરાના અસાધારણ ગુણોને લીધે ઋષિઓએ તેને "બ્રહ્મ-વૃક્ષ" કહ્યું છે. એના મૂળનો અર્ક કેટલાક દિવસ સુરમો આંજવાની સળી વડે અથવા ટીપું નાખીને આંજવાથી ઝાંખ, ખીલ, પડળ, ફૂલું, છારી, મોતિયો, ઝામરવા વગેરે દરદો મટે છે; આંખનું તેજ વધી ઘણા વિદ્યાર્થીઓના ચશ્મા ઉતરે છે; નાગરવેલના પાનમાં અર્ધો વાલ ખાવાથી ભૂખ વધી તાકાત આવે છે અને વીર્યસ્રાવ થતો હોય તો અટકે છે. એક જગાએ લખ્યું છે કે, ૧૫-૨૦ દિવસ સેવવાથી નપુંસકપણું મટે છે. આર્યભિષક્માં પુરુષત્વ માટે આ અર્ક વાપરવા કહ્યું છે. ભાવપ્રકાશ અને સુશ્રુતાદિમાં પણ ખાખરાને વીર્યવર્ધક, વીર્યશોધક, ભૂખ વધારનાર ઈત્યાદિ કહ્યો છે.

ખાખરાનો આવો ઉપયોગી અર્ક સર્વસુલભ કરવાની આ કામચલાઉ યોજના કેવી રીતે થઇ તથા એ અર્ક હરકોઈ કેવી રીતે કાઢી શકે; એ વગેરે નીચેની હકીકત વાંચવાથી સમજાશે.

વઢવાણના માજી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ શ્રીયુત ભૂરાભાઇ કસળચંદ મહેતા, હાલ મુ૦ જેતપુર (કાઠિયાવાડ); એમણે ખાખરાના અર્કનો અનુભવ લખી મોકલેલો તેનો સારાંશ નીચે મુજબ છે–

સને ૧૯૨૩માં મારી બન્ને આંખોએ મોતિયો આવવાથી નોકરી છોડવી પડી. સ્વ. પઢિયારજીનો "ખાખરામાંથી બનતી અક-સીર દવા" સંબંધી લેખ "ગુજરાતી"માં છપાયલો; તેથી ખાખ-રાનાં મૂળનો અર્ક કાઢીને આંજવાનું શરૂ કર્યું. આથી મોતિયો ગળી ગયો અને વાઢકાપ કરવાની જરૂર રહી નહિ. પછી આ દવા ઘણાઓને મફત આપી તેમને પણ ફાયદો થયો. ટુંકામાં ખાખરાના

અર્કથી આંખનાં દરદોમાં અને મોતિયામાં પણ ફાયદો થયાના ઘણા અનુભવ આ ત્રણ વર્ષમાં થયા છે. આ દવાનો ખંતથી ઉપયોગ કરવાથી ડૉકટરોની વાઢકાપમાંથી બચી જવાશે.

---

બે ત્રણ વર્ષ પર ખાખરાનો થોડો અર્ક આ લખનારને મળેલો, તે ઋષિકેશમાં એક વૃદ્ધ સજ્જનને છેક નહિ જેવું દેખાતું તેમણે વાપરવાથી તેમને સારી પેઠે દેખાય છે અને લખી વાંચી શકે છે.

**અર્ક કાઢવાની રીત**–ખાખરાનાં મૂળ ખોદી લાવી તેના મોટા કટકા કરી ગાગર કે ઘડામાં ઉભા ભરી સ્વચ્છ કપડાથી મોઢું બાંધી લેવું. (એ અગાઉ જમીનમાં ખાડો ખોદી તેના તળિયામાં ખૂબ પાણી પાઇ રાખવું.) પછી કલાઇવાળા કે માટીના પહોળા મોઢાવાળા વાસણમાં મૂળિયાં ભરેલું વાસણ ઉંધું વાળી એ બંને વાસણોનો સાંધો ઘઉંના લોટથી સાંઠી લેવો. પછી એ ગાગરનો પોણો ભાગ ખાડાની બહાર રહે તેવી રીતે એ બંને વાસણવાળું જોડખું ખાડામાં મૂકી તેના ઉપર ખંખેરેલાં સાફ છાણાં સળગાવવાં. આથી લાલ રંગનો અર્ક નીચેના વાસણમાં પડશે.

**બીજી સારી રીત**—ખાખરાનાં મૂળિયાંના મોટા કડકા કરી હાંડલામાં કે માટલામાં પોણા ભાગ સુધી ઉભા ભરવા અને તે કડકાની ઉપર (માટલાની અંદર) માટીનો રીંઢો કટોરો અથવા બેઉ બાજુ કલાઈ કરેલો વાટકો ચતો મૂકવો. પછી તે માટલાના મોઢા ઉપર માટીની તાંસળી અથવા તળે ઉપર કલાઇ કરેલી પીતળની વાટકી કે તાંસળી છતી મૂકી તેને માટલાના કાંઠા સાથે ઘઉંના આટાથી બરાબર સીડી લેવી. પછી એ માટલું ચૂલા પર છતું ચડાવી નીચે ખૂબ અગ્નિ કરવો તથા ઉપર ઢાંકી સીડેલા વાસણમાં ટંડુ પાણી રાખવું. આ પાણી વધારે ગરમ થાય ત્યારે ત્યારે વાટકીથી કાઢી લઇ ઠંડુ પાણી નાખતા રહેવું. આથી મૂળિયાંના રસની વરાળ થઇ પીળાશ પડતો અર્ક અંદરના કટોરામાં પડશે. કાઠિયાવાડના રાજપરા ગામમાં કુંભારભક્ત આ રીતે અર્ક કાઢી મફત આપે છે અને દરદીઓને

ફાયદો થાય છે. આ રીત સહેલી હોઇ અર્ક પણ વધુ ગુણકારી તથા વધુ પ્રમાણુમાં નીકળે છે.

**ખાસ સૂચના**—જે દિવસે મૂળિયાં કાઢયાં હોય તેજ દિવસે અર્ક કાઢવો. નહિ તો સૂકાવાથી ભાગ્યે નીકળશે. અર્ક નીચે જે થોડો જાડો ભાગ જામે તે રહેવા દઇ ઉપલો પાતળો સ્વચ્છ રસ સ્વચ્છ કપડે ગાળીને પછી ગરમ પાણીએ ધોયેલા સાફ સીસામાં ભરી મજબૂત બૂચ દઇ રાખવો.

**ખાખરાનો અર્ક વાપરવાની રીત**—ખાખરાનો અર્ક વધુ હોય તો રોજ તેમાંથી નહિ વાપરતાં નાની સાફ શીશીમાં જુદો કાઢી રાખી તેમાંથી રોજ બે ત્રણ વાર સુરમો આંજવાની સળી બોળીને અથવા એકેક બબ્બે ટીપાં સવારસાંજ નાખીને આંખમાં આંજવો. સુરમાની સળી ખૂબ ઘસી લીસી કરીને વાપરવી.

**પરેજી**—આ દવા માટે પરેજી નથી; પણ દરદને માટે મરચુ, તેલ, ગોળ, ગરમ ચીજ તથા મિષ્ટાન્ન વગેરે ભારે ખોરાકની ચરી પાળતા રહી સાદો હલકો અને સાત્વિક ખોરાક રાખવો એ ફાયદાકારક છે.

**અર્કના ફાયદા**—શ્રીયુત ભૂરાભાઇ લખે છે કે, સુરમો આંજવાની સળી વડે કેટલાક દિવસ આ અર્ક આંજવાથી આંખની ઝાંખ મટી જઇ ખીલ, પડળ, ફૂલું, છારી, મોતિયો, ઝામરવા વગેરેમાં બીજી ઘણી દવાઓ કરતાં વધારે સારો ફાયદો થાય છે; તથા આંખનું તેજ વધી ઘણા વિદ્યાર્થીઓના ચશ્મા ઉતરી જાય છે. અર્કની નીચે જાડો ભાગ રહે છે તે પણ બહુ ઉપયોગી હોય છે; પણ તેના અનુપાનની મને ખબર નથી. હું રોજ સવારે ખાખરાના અર્કમાં ત્રણ વાર સળી બોળી તે પાન ઉપર લગાવીનેખાઉં છું તેથી ભૂખ સારી લાગી દસ્ત સાફ આવે છે. જો કે હું અમુક રોટલીથી વધારે ખાતો નથી.

**ખાખરાનો અર્ક સુલભ કરવાની યોજના**—આ સમયમાં આંખોનાં દરદો જ્યાં ત્યાં હોવાથી અને ખાખરાના અર્ક જેવી સાદી અને ગુણકારી વસ્તુ, ગામ સણોસરા-પોસ્ટ ચોટીલા (કાઠિયાવાડ)ના

એક પરોપકારપ્રેમી ભાઇ બદ્રુદ્દીન રાણપુરીએ લાગત ખર્ચે પૂરી પાડવાનું સ્વીકારવાથી (જ્યાં સુધી અને જેટલા પ્રમાણમાં એ અર્ક મળ્યા કરશે અને વહિવટને પહોંચી શકાશે ત્યાં સુધી તથા તેટલા પ્રમાણમાં) ૫ થી ૬ આનીભાર ખાખરાનો અર્ક ભરેલી શીશીઓ નીચલા સ્થળે એકેક આને મળે એવી આ યોજના છે.

**મુંબઈમાં–સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય** કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ–ત્રીજે માળે. અહીંથી આ અર્ક માત્ર રૂબરૂમાં મળશે. ટપાલ રસ્તે નહિ મળે.

**અમદાવાદમાં–સસ્તુ સાહિત્ય વર્ધકકાર્યાલય ઠે.** ત્રણ દરવાજા બહાર, નદી જવાને રસ્તે, ભદ્ર પાસે. અહીંથી રૂબરૂમાં તથા પોસ્ટ રસ્તે પણ મળશે.

**મંગાવનારને સૂચના**—ટપાલ રસ્તે આઠ શીશીથી ઓછો અર્ક નહિ મોકલાય. આઠ શીશીના ૮ આના તથા પોસ્ટેજ, પેકીંગ અને મ. ઓ. ખર્ચના ૦ાાડ મળી ૧૭ આના વેલ્યુ પેબલથી મંગાવનારે ભરવા પડશે. ઉત્તર પુચ્છનારે જુવાબી કાર્ડ મોકલવો. આ અર્ક પુસ્તકો ભેગો નહિ પણ જુદો પોસ્ટ પારસલથી મોકલાશે. એની સાથે, તેમજ રૂબરૂ લેનારને બનશે ત્યાંસુધી બે બે શીશી દીઠ સુરમો આંજવાની એકેક પાતળી સળી અથવા જાડું અરધિયું અપાશે. અર્કની સગવડ ઓછી હોય ત્યારે મોકલવામાં ઢીલ થવી સ્વાભાવિક છે.

સાધારણ રીતે એક દરદીને એક શીશી બસ છે. પણ એક શીશી ટપાલરસ્તે મંગાવનારે પોસ્ટેજ પેકીંગ ૪૦ સાથે ૫ આના મોકલવા પડે, અને વી. પી. થી મંગાવતાં ૧૧ આના ભરવા પડે તે જોતાં આઠ શીશી બહુ સસ્તી પડે; ગરીબ દરદીઓને મફત અપાય તો સહજે રૂડો પરોપકાર થાય; અને લાગત પૈસા લઇને અપાય એમાં પણ કામ બજાવવારૂપ મુખ્ય પરોપકાર તો રહ્યો છેજ.

આ અર્ક વાપરવાથી લાભ થાય અથવા ન થાય, તે વાત

આ સંસ્થાપર વિગત સાથે લખી મોકલવામાં પણ પરોપકાર હોઇ દરેકને તે લખી મોકલવા વિનતિ છે. કેમકે આ કામ અહીં તેમ અન્ય સ્થળે વધુ ચાલે કે બંધ પડે, તથા અન્ય સજ્જનો આવી રીતે કિંવા વિના મૂલ્યે આપનારા નીકળી આવે કે નહિ; તેનો આધાર એવી હકીકત મળે તે ઉપર વધારે રહેલો છે. જુદા જુદા સ્થળના સજ્જનો ખાખરાનો અર્ક કાઢીને, કઢાવીને કિંવા થોડોથોડો અથવા વધારે ખરીદીને તે આંખોના દરદીઓને વિના મૂલ્યે અથવા ઠીક પડે તે રીતે આપવા પ્રેરાય; એ પણ આ ચોપાનિયું આટલું વિગતવાર યોજવામાં મુખ્ય હેતુ છે. આ અર્ક કાઢવા યા વાપરવા વિષે વધુ પૂછવું હોય તો તે અત્ર તરફ નહિ પણ શ્રીયુત ભૂરાભાઇને અથવા ભાઇ બદ્રુદ્દીન રાણપુરીને જુવાબી કાર્ડ લખીને પૂછવું. તથા જેમને શીશાબંધ વધારે અર્ક લેવો હોય તેઓ ભાઇ રાણપુરીને પૂછે; અથવા તો વર્તમાનપત્રમાં જાહેર ખબર આપીને કિંવા જ્યાં ખાખરા વિશેષ થતા હોય ત્યાં જઈ અનુભવ લઇને તથા બીજાઓને અનુભવ આપીને પછી કોઈ પ્રમાણિક અને કાળજીવાળા સજ્જન સાથે ગોઠવણ કરે; એવી વિનતિ છે. ॐतत्सत् ભાદ્રપદ-૧૯૮૭

ભિક્ષુ-અખંડાનંદ

## હાલ નીચલા ગ્રંથોની પુનરાવૃત્તિઓ નીકળી છે તેની
## देवां-वाळी सुधी अर्धी किंमत छे.

અને દરેકની એકેકથી વધુ પ્રત મળશે નહિ.

## १–आर्यभिषक् अथवा हिंदनो वैद्यराज

આ સાતમી આવૃત્તિમાં પુષ્કળ સુધારોવધારો થવાથી છઠ્ઠી આવૃત્તિ કરતાં ૧૨૫ પૃષ્ઠ વધી કુલ પૃષ્ઠ ૮૫૨ થયાં છે. આ પ્રમાણે કદ અને ઉપયોગીપણું ખાસ વધવા છતાં આગળના રૂ. ૪) ને બદલે ૩) રહેવાનું કારણ બધો વહિવટી ખર્ચ નહિ ચડાવવાનું છે; અને તરતમાં–એટલે કે આવતી દેવદિવાળી સુધી મૂલ્ય એથી અધું (અમદાવાદમાં ૧।। અને મુંબઇમાં ૧।।।) રખાવાનો હેતુ એ છે કે એ ખાડો બીજી રીતે નાંખેડી લઇ આગલી આવૃત્તિ લેનારા પણ આ સુધારાવધારાવાળી આવૃત્તિ લઈ શકે તેમ કરવું.

આ પુસ્તકનું કુલ વી. પી. ખર્ચ ૧)≈ આવશે. પણ કિંમત ઉપરાંત પેકીંગ ઇત્યાદિના ૦। વધુ મોકલી આની બે પ્રત (અથવા એક આર્યભિષક્ સાથે આ સંસ્થાનાં બીજાં પુસ્તકો મળી કુલ પાંચેક રૂ. નાં) રેલ્વે રસ્તે મંગાવવાથી બહુ ઓછો ખર્ચ આવશે.

## २–भाग्यना स्रष्टाओ

સુવિખ્યાત અમેરિકન લેખક ઓ૦ સ્વે૦ માર્ડનના એક લોકપ્રિય ગ્રંથના અનુવાદરૂપ આ પુસ્તક વિવિધ ગ્રંથમાળા દ્વારા ૧૯૭૭ માં રૂ. ૨)થી નીકળેલું. તેની આ બીજી આવૃત્તિ સુધારા સાથે છપાઇ છે. કદ ૫×૯, પૃષ્ઠ ૫૬૪, પાકું પૂંઠું, મૂલ્ય ૧।।. દેવદિવાળી સુધી અમદાવાદમાં ०।।।, મુંબઇમાં ०।।।≈

**આમાંની થોડી બાબતો**—મનુષ્ય જોઇએ છે. ખરા મનુષ્યને ઇશ્વર પણ મદદ કરે છે. શક્તિવાળાનીજ વાત જગત સાંભળે છે. માર્ગ શોધી કાઢો યા નવો કરો. વિઘ્નોનો ઉપયોગ. એક અવિચળ લક્ષ્ય. કશી સહાય વિના કીર્તિ મેળવનારા નિર્ધન છોકરાઓ.

પુષ્કળ ધન અને બધા ખિતાબો કરતાં ચારિત્ર્ય વધુ જોરાવર છે. ત્રેવડ ત્રીજો ભાઇ છે. જ્યાં જુઓ ત્યાં તકજ તક છે. તમારી જાતના સ્વામી બનો. પ્રત્યેકનું સ્વર્ગ તેની પાસે છે. ઇત્યાદિ. ઇત્યાદિ.

આ ગ્રંથમાંના કેટલાક વિચારોનો સારાંશ આ ચોપડીમાં નિર્ધનો અને ધનવાનો, સારા વાંચનાર, ઈત્યાદિ મથાળાં નીચે આપેલો છે.

## ૩–સુખ સામર્થ્ય સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર

પ×૯નાં પૃષ્ઠ ૪૦૦, પાકા પૂંઠા સાથે ૧, તરતમાં ૦ાા, મુંબઇ ૦ાાૢ

આ ગ્રંથ પણ ઉપલાજ લેખકનો હોઈ અમેરિકામાં તેની દર માસે આવૃત્તિ નીકળતી હતી. આ ગ્રંથ વિવિધ ગ્રંથમાળા દ્વારા ૧૯૭૭માં નીકળ્યા પછી આ બીજી આવૃત્તિ સુધારા સાથે છપાઇ છે.

**આમાંની થોડી બાબતો**:—ઉદારાત્મા આપીને શ્રીમંત થાય છે અને કંજુસ સંગ્રહ કરીને રંક બને છે. ભક્તાત્માને નવીન બળ મળ્યા કરી ઉન્નતિના આકાશમાં તે ગરુડની પેઠે ઉડશે. તે દોડશે પણ થાકશે નહિ અને બોજો ઉપાડશે પણ બેશુદ્ધ બનશે નહિ. તમે કેવા થશો તેની આગાહી તમારો આદર્શ કહી આપે છે. વિકાસ પામો કે ક્ષીણ થાઓ. વિચાર સુધારો એટલે તમે પણ સુધરશો. શાશ્વત યૌવન આપણામાંજ છે. ઉત્સાહ, હિંમત, આશા ને આનંદ, માંદાને સાજા કરવામાં દવા કરતાં બહુ વધારે મદદ કરે છે.

## ૪–આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર

વિવિધ ગ્રંથમાળા ૨૧ વર્ષ પર ૧૯૬૭માં શરૂ થઇ ત્યારે સર્વપ્રથમ આ ગ્રંથ નીકળ્યો હતો. આ તેની પુનરાવૃત્તિ હોઇ કદ પ×૬ાાા, પૃષ્ઠ ૨૪૦, મૂલ્ય ०।~ પાકુપૂંઠું ०।ૢ તરત માટે અર્ધી કિંમત છે.

આ ગ્રંથમાં ધર્મ અને નીતિ સંબંધી શ્લોકો ગુજરાતી અર્થ સાથે આપેલા હોઇ તેમાંના સેંકડો શ્લોક કંઠ કરવા જેવા છે. આ શ્લોકો અનેક અધ્યાયોમાં વહેંચાયલા હોઇ થોડીક બાબતો આ પ્રમાણે છેઃ–તેજ અને ક્ષમા. ઉદ્યમ અને ખંત. દાન અને અહિંસા.

જ્ઞાન અને સત્ય. દંપતિધર્મ અને નારીધર્મ. જીવિકા અને અર્થ-વ્યવહાર. સજ્જન અને દુર્જન. ધનવાન અને નિર્ધન. સપૂત અને કપૂત. રાજનીતિ. સદાચાર. આરોગ્ય. ઇ૦ ઇ૦

# ५–प्रभुमय जीवन

થોડા સુધારા સાથે આ પાંચમી આવૃત્તિ નીકળી છે. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૦૮, મૂલ્ય ૦ા, પાકુ ૦ા– તરત માટે અર્ધું મૂલ્ય.

**આમાંની થોડી બાબતો**-વિશ્વનું સર્વોત્તમ સત્ય. પ્રેમનો પ્રભાવ. જ્ઞાન અને પ્રતિભા. પૂર્ણ શાન્તિ, શક્તિ અને વૈભવની પ્રાપ્તિ. મહાત્મા, ઋષિ અને જગદુદ્ધારક થવાનો નિયમ. સર્વ ધર્મોમાં રહેલી સમાનતા. સર્વોત્તમ સંપત્તિ પામવાનો સરસ માર્ગ. ઇ૦ ઇ૦ ·

# ६–सुबोधक नीतिकथा

સ્વર્ગસ્થ બીરબલજીએ ૧૫૨ અસરકારક નાની વાર્તાઓ પ્રાણી, ઝાડ ઇત્યાદિને લાગુ પાડીને લખેલી તેની આ ચોથી આવૃત્તિ છે. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૪૦, મૂલ્ય ૦ા– પાકું ૦ાા, તરતમાં અરધી કિંમત.

**આમાંની થોડી બાબતો**--ડંખ તોડેલો વિંછી. વાઘમામા ને ફાલુ માસી. ગલુડીની અઘરણી. માંદો ધણી ને હેતાળ સ્ત્રી. ગુરુ થઇ બેઠેલો સરડો. ઢોરોની હડતાળ અને વરૂને તડાકો. વાઘણ અને બકરી. બકરી–કુતરીનો કજીયો. પોપટને પિંજરે બેઠેલો કાગડો. બ્રાહ્મણ ને મહાદેવજી. ચશ્માવાળો ઘુવડ. કૉલેરા અને ડૉક્ટર. વાંદરો અને બંદુક. કાણો શિયાળ. મુંગો પોપટ. ઘાયલ વાઘ અને પરગજુ વૈદ્ય. ચિત્તો અને સાંઢ. સારસ અને શિકારી. મોર અને રંગારો. લંબકર્ણ ગધેડો. સરસડાના બાપનું શ્રાદ્ધ. બોલતી ઘોર અને ચોરીનો માલ. સિંહ અને આગગાડી. દિલાવર ઘોડો ને અદેખો કૂતરો. ગધા ગધીનું સુધરેલું જોડું. ઉદ્યમી મરઘો ને આળસુ માણસ. ઠગારાં શિયાળ અને લોભી કૂતરાં. ગિજડ ગામનો એરંડા પ્રધાન. ઇ૦

અમદાવાદ સં. ૧૯૮૭ના ભાદરવા વદી પાંચમે છપાયું.

# ગીતાજીનો ઉપયોગ અને લાભ

ખરેખર ગીતાના જેવો દિવ્ય સંદેશ પહોંચાડનારો ગ્રંથ આજ સુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના-પ્રત્યાલોચના કરી છે કે જેટલી આજસુધી બીજા કોઇ પણ ગ્રંથની થઇ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા કેટલાય ગ્રંથ ભરાઇ જાય.

ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ વિમુગ્ધ થાય છે તો ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે. ગીતાના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન થાય છે અને ગીતાની **વીર વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવી આસક્ત થાય છે. કોઇ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે. કોઇ એને **કર્મયોગશાસ્ત્ર** કહે છે તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની** એક એવી **અલૌકિક ઝોળી** છે અને એવું **સ્વર્ગનું કલ્પવૃક્ષ** છે કે જેના વડે માનવી જે કંઈ જોઇએ તે મેળવી શકે છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો ક્યાંથી નીકળી શકત?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાં યુરોપની જાતિઓ ભીંજાયલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી. એક સમયે બેબીલોનિયનોના ડરથી યુરોપીયનો થરથર કંપતા હતા. એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યુરોપમાં ફેલાઇ ગઈ હતી; પરંતુ એ બધી જોરાવર જાતિઓ કાળરૂપી સમુદ્રમાં ક્યાંની ક્યાંય વિલીન થઇ ગઇ અને આ હિંદુજાતિ-કે જે કાસ્પિયન, ગ્રીસ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ(તિબેટ)માંની આગલી જાતિઓથી ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં સુરસ શ્રુતિમંત્રોની લહરિમાં અવગાહન કરતી

હતી તે–આજપર્યંત ટકી રહી છે એનું શું કારણ? અમારા અભિપ્રાય પ્રમાણે એનું જબરદસ્ત કારણ તેનું સર્વોત્તમ સાહિત્ય (અને તેનો પ્રચાર તથા પાલન) છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ મહાન સાહિત્યનું મંથન કરીને તેનું હૃદય ગીતામાં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે એવી અજબ અને સુંદર રીતે ગોઠવી દીધું છે કે એના જેવો હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહત્તાનો સર્વત્ર પ્રચાર કરનારો બીજો એક પણ ગ્રંથ સમગ્ર સંસારમાં નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરીદ્ર છે, છિન્નભિન્ન છે અને ધૂર્ત જાતિઓ તો તેને "કપિલા ગાય" જેવી ભલી અને ભોળી માને છે; પરંતુ જ્યારે એ કપિલા ગાય–એ હિંદુજાતિ–ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે ત્યારે તેઓ એને ભૂખ્યા વાઘ જેવી ભયંકર જુએ છે અને તેમનાં એકે એક ગાત્ર ઢીલાં ઢબ થઇ જાય છે! જ્યારે એ જાતિઓ જુએ છે કે, એ ગરવી ગીતાના અનુવાદ ફૈઝીએ ફારસીમાં, અબુ સુલેહે અરબીમાં, સ્લેગને લેટિનમાં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેન્ચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેટીએ ઇટાલિમાં અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવિસ, બીસેન્ટ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં કરીને ઘણીખરી નીતિશૂન્ય જાતિઓમાં આ **સદાચારશાસ્ત્રનો** પ્રકાશ ફેલાવવા પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમાઇ જઈને હિંદુજાતિને મસ્તક નમાવે છે અને તેને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક તરીકે માને છે. ચાર્લ્સ વિલ્કિન્સનના ગીતાના અનુવાદની ભૂમિકા તે સમયના હિંદના વાઇસરૉય વૉરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે તેમાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે "**કોઈ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે.**" અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સામેજ રાખતો. કેમકે ગીતાને તે **સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ,** માનવના **ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી** તથા અનુભવની **સૌથી મહાન સંપત્તિ** માનતો હતો. જ્યારે તે ગીતાનો

**"सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि"** એ શ્લોક વાંચતો ત્યારે તેનું આખું શરીર પુલકિત થઈ જતું; તેનું હૃદય નાચી ઉઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો ! તે પોતાના ગીતા પુસ્તકને ઈષ્ટની મૂર્તિ સમાન ગણતો અને તે પુસ્તક હજીસુધી ન્યુયૉર્કની એક લાયબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ તેનું વાચનમનન કરીને ત્રણ ચાર વાર પ્રેમરુદન કરતો હતો. ચીનાઓએ તો એનું નામજ કિશનજી (કૃષ્ણજી) પાડી દીધું હતું. અને હજી પણ ત્યાં તે એજ નામથી ઓળખાતો હોઇ તેનું અસલ નામ ભુલાઇ ગયું છે !

બાલી અને જાવા બેટમાં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાંની તો વાતજ જુદી છે. અહીં તો જેણે ગીતા ઉપર કંઇ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી. કેમકે તેમનો કોઇ પણ મત કે સિદ્ધાંત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલાં ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમાં લખ્યાં છે કે એ બધું જો કોઇ વાંચવા માગે, તો તે પાછળ બે-ચાર જન્મ ગાળવા પડે ! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતની પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચના, અંતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્તમ ગણાય છે.

તુલસીકૃત રામાયણ સિવાય ભારતની કોઈ પણ ભાષામાં એવો કોઈ પણ ગ્રંથ નથી કે જેનો ગીતા જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્યપાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડચેતન સર્વમાં ગીતોપદેશના સંસ્કારો ભર્યા પડયા છે. અલબત્ત તે અવ્યકત છે, વ્યકત નથી. સૂતેલા છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યકત અને સૂઈ રહેલા ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એ હિંદુજાતિનું હાલનું પરમ આવશ્યક કર્તવ્ય છે. આપણે તો ગીતાજ્ઞાન માત્ર વાંચીએ છીએ; તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે **"निर्वैरः सर्व भूतेषु"** નો પાઠ કરીએ છીએ પણ ઘરમાં તો વેરઝેરના દાવાનળ સળગતા હોય છે! આપણે **"युध्यस्व विगतज्वरः"**નું રટણ કરીએ છીએ પણ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ! આપણે **"क्लैब्यं मा स्म गमः पार्थ"**નું પારાયણ કરીએ છીએ પણ મા-બહેનોની આબરૂ લૂંટાતી જોવા-જાણવા છતાં નપુંસકતાજ દર્શાવીએ છીએ! આપણે **"सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्"**નો દમ મારીએ છીએ; પણ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ! આપણે **"क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप"**ની બુલંદ ગર્જના કરીએ છીએ પણ વ્યવહારમાં તો હીજડાઓની પેઠે મારજ ખાયા કરીએ છીએ! આપણે **"नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः"** ની બડાઈ હાંકયા કરીએ છીએ પણ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળ ખીલવીને સંસારને ચકિત કરી શકતા નથી!

ગીતાનો નિત્યપાઠ કરો; તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો; જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો; તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના જગવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ અભયવાણીનો એક એક એવો અજબ નમુનો છે કે જો આ અભય વાણીનો ભકત આદરી

બેસે તો કૃતાંત કાળને પણ ધૂળભેગો કરી શકે તો પછી મનુષ્યોના તે શા હિસાબ ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુ સંગઠનના નશામાં મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ **અભય વાણી-નું**–આ **ગીતોપનિષદ્**નું રટણ રામનામની પેઠે થયા કરે. જેઓ સંસ્કૃતમાં ગીતા સમજી શકતા નથી તેઓ પોતાની માતૃભાષામાં વાંચે; અને જેઓ વાંચી જાણતા નથી તેઓ બીજા પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઇ તેનો વ્યાવહારિક ઉપયોગ કરશે; અથવા કરવા માટે હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજવશે; તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ પણ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે ! જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું; તે દિવસે આ સંસારમાં એવી કયી પ્રબળ શકિત છે કે જે ધુંટણીએ પડીને શિર નમાવે નહિ ? ગીતાસિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે સંગઠન કરી લઇશું તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શકિતઓ પણ ધ્રૂજી ઉઠશે અને ભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે.

(કલકત્તાના "હિંદૂપંચ" ઉપરથી સારાનુવાદ)

# રામાયણનું મહત્ત્વ

## प्रीति करै रामायण माहीं,
## तेही सम भाग्यवंत कोउ नाहीं॥

**સ્વામી વિવેકાનંદ** કહે છે કે—"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે."

**સાહિત્યસમ્રાટ બંકિમચંદ્ર** કહે છે કે—"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થદોષ જેટલો દૂર થયો છે; તેટલો કોઇ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર થયો નથી."

**મી. ગ્રેફ્ટ** કહે છે કે—"રામાયણને વાંચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઉંચા ઉંચા ખ્યાલ પેદા થઇ જાય છે; અને તે સદ્‌ગુણો કે જે મનુષ્યની ઉત્કૃષ્ટતાના ભૂષણરૂપ છે, તે અમારી સામે આવી ખડા થઇ જાય છે. સત્યાચરણ, પુત્રોની ભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા, સારાંશ કે માનુષી ગુણોનું એવું કયું ચિત્ર છે કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમાં નથી આલેખ્યું?"

**સંતરામ શર્મા** કહે છે કે—"રામાયણ એ કહેવામાં તો એક મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમાં તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશરૂપ છે; સ્ત્રીઓનો ધર્મ છે; પુરુષોનું પૌરુષ છે; બ્રાહ્મણોનું બ્રહ્મતેજ છે; ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ છે; વૈશ્યોનું ધન છે; શૂદ્રોનો ધર્મ છે; અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમાં રાખીને જો કોઇ તેના પ્રકાશમાં સંભાળથી ચાલે તો તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ...જગતનો ઇતિહાસ વાંચનારા કહે છે કે, વેદોનો પ્રચાર હઠી જવા પછી જો કોઇ પણ રસાયણે હિંદુજાતિને જીવતી રાખી હોય તો તે આ રામાયણ છે.

એનાજ બળથી હિંદુ નારીઓમાં સતીત્વનું અને હિંદુ નરોમાં બલિદાન કરવાનું સાહસ રહ્યું છે."

**ચિંતામણુ વિ. વૈદ્ય કહે છે કે**:–"કાવ્યનાં બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમાં રામાયણુની બરોબરી કરે તેવો કોઇ પણુ ગ્રંથ કોઇ પણુ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો અલૌકિક સામર્થ્ય તથા ઉદાત્ત નીતિવાળો અન્ય કોઈ પણુ પુરુષ જગતભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિના જેવી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કવિ પણુ કોઇ જણાતો નથી. પ્રાચીન કવિઓ હોમર તથા વર્જીલના "ઇલિયડ" તથા "ઈનીડ" ગ્રંથો અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લૅાસ્ટ' પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણુાય છે; પરંતુ એ સર્વ ગ્રંથોથી રામાયણુ કેટલી બધી શ્રેષ્ઠ છે! કદાચ કોઈ કાવ્યશક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણુ તેઓના કાવ્યનાયકો ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણુના રામચંદ્રાદિ કરતાં બહુ ઉતરતા છે. સારાંશ કે, રામાયણુ માટે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે."

**પંડિત રામનરેશ ત્રિપાઠીજી લખે છે કે**:–આજથી ત્રણુસો વર્ષ પહેલાં તુલસીદાસરૂપી મધુપે સંસ્કૃત ભાષાનાં અનેક રામાયણુ, પુરાણુ, કાવ્ય, ઇતિહાસ, નાટક, સ્મૃતિ, ઉપનિષદ્ અને સંહિતારૂપી અત્યંત સુંદર ફૂલોનો મધુર રસ એકત્ર કરીને તુલસીકૃત રામાયણુરૂપી જે મધ તૈયાર કર્યું હતું તે હજી સુધી આર્ય–હિંદુઓ-ને ઘેરઘેર મોજૂદ છે; અને તે જેટલું જૂનું થતું ચાલે છે તેટલો તેનો સ્વાદ અધિક મધુર થતો ચાલે છે. મધ જેમ અનેક શારીરિક વ્યાધિઓ ટાળવામાં ઔષધિઓને સહાય આપે છે; તેમ રામાયણુરૂપી મધ અનેક માનસિક વ્યાધિઓ ટાળવામાં સહાય કરે છે. (આ રામાયણુરૂપી મધનું મહત્ત્વ આથી પણુ સમજાશે કે તે સાડાત્રણુસો વર્ષ જેટલું જૂનું છે; અને) એમાંનો એકમાત્ર અયોધ્યાકાંડ રચવામાંજ તુલસીદાસજીએ દોઢસોથી વધારે સંસ્કૃત ગ્રંથોનો રસ ગ્રહણુ કર્યો છે.

હવે આ પ્રશ્ન સ્વભાવતઃ સામે આવે છે કે, શું સંસ્કૃતના

બધા ગ્રંથ તુલસીદાસજીને કંઠસ્થ હતા? અમે જેટલા પણ ઊંડા ઉતરીએ છીએ તેટલા આ અદ્વિતીય રામાયણની અદ્‌ભુત પ્રતિભા જોઇને ચકિત થઇએ છીએ. સંસ્કૃતરૂપી નંદનકાનનમાં વિચરણ કરીને તુલસીદાસરૂપી ભ્રમરે સમસ્ત ફૂલોનો રસ લઇ જે મહામિષ્ટ અને અતિ હિતાવહ મધ તૈયાર કરી હિંદુ જાતિને દાન કર્યું છે તેની તુલના સંસારના કોઇ પણ દાન સાથે થઇ શકે નહિ.

**પંડિત અયોધ્યાસિંહજી કહે છે કેઃ**—હરકોઇ જાતિની સંસ્કૃતિજ તેનું જીવનસર્વસ્વ હોય છે. કોઇ પણ જાતિ પોતાની સંસ્કૃતિ ખોઇને જીવી શકતી નથી. આ સંસ્કૃતિજ એક એવી આધારશિલા હોય છે કે જેના ઉપર જાતિજીવનનો વિશાલ મહેલ બંધાય છે; અને જે દિવસે આ આધારશિલા હાલી ઉઠે તે દિવસે એ મહેલ-ગમે તેટલો મજબૂત અને વિશાળ હશે તોપણ-જરૂર તૂટી પડવાનો.

રામાયણ અને મહાભારતની પવિત્ર સંસ્કૃતિના બળથી હિંદુ-ધર્મ આજ સુધી જીવે છે. કવિકુલપુંગવ વાલ્મીકિની મહિમામયી કલમ જેમ આ આર્ય સંસ્કૃતિઓનો ઉલ્લેખ કરીને ધન્ય થઇ છે; તેમ ગોસ્વામી તુલસીદાસની કલામયી કવિતામાં આર્ય સંસ્કૃતિનો અલૌકિક ચમત્કાર દેખાય છે.

**શિવસ્વામી ઐયર કહે છે કેઃ**-"અમારૂં રાજ્ય છીનવી લેવાય; ઐશ્વર્ય ધૂળમાં મળી જાય; વિભવ પદદલિત થાય; બધી સંપત્તિ લૂંટાઇ જાય; ટુંકમાં અમે સર્વ પ્રકારે નિર્બળ બની જઇએ અને સર્વસ્વ ગુમાવી બેસીએ તોપણ જો અમારાં રામાયણ અને મહાભારત જેવાં અલૌકિક રત્ન સુરક્ષિત રહી શકે તો અમે કદી નિઃસત્ત્વ થવાના નહિ."

**શ્રી. વ્રજવલ્લભજી લખે છે કેઃ**—અવશ્ય કોઇ અતિ શુભ મુહૂર્તમાં શ્રીગોસ્વામી તુલસીદાસજીએ રામચરિત-માનસની રચના આરંભી હતી. હંસવાહિની વીણાપાણિ માતા સરસ્વતીને એ સમયે પૂરો અવકાશ હતો; માતા નચિંત પ્રફુલ્લિત અને આનંદોન્મત્ત હતી; કવિતા-કલાપની લહેરો તેના હૃદયસરોવરમાં ખૂબ લહેરાઇ રહી હતી; નવે રસની રેલ તેના હૃદયમાં રેલાઇ રહી હતી; તાન-તરંગથી વીણા

ઝંકારિત થઇ રહી હતી; માતા પોતે ગાઇ રહી હતી, બજાવી રહી હતી અને આલાપી રહી હતી; એવામાં ભક્તવત્સલ ભગવાને પરમ ભક્ત ગોસ્વામીજીનો કાવ્યરચના તરફ ઝુકાવ જોઇને સરસ્વતી મૈયાને આજ્ઞા કરી એટલે તરતજ ગોસ્વામીજીના 'ઉર–અજિર'માં આવીને માતા સ્વતંત્રપણે સ્વચ્છંદ નાચવા લાગી; અથવા કહો કે લીલામય પ્રભુ પોતેજ તેમના હૃદયકમળમાં વાણીને નચાવવા લાગ્યા !

કવિ, જ્ઞાની, વિજ્ઞાની, ભક્ત, રસિક, જિજ્ઞાસુ બધાજ એની પાસે આવી અભીષ્ટ પદાર્થ પામે છે અને કૃતાર્થ થઇ રહે છે. શ્રી-ગોસ્વામીજીએ તો આ અમૂલ્ય ગાથાની રચના '**स्वांतः सुखाय**' કરી હતી; પરંતુ એમાં પોતે એવા સફળ થયા કે આજે આ ગ્રંથરત્ન કરોડો તપેલાં હૃદયોને સુખશાંતિ આપી રહ્યો છે. તે કેટલાય ભૂલ્યા ભટક્યા મનુષ્યોને સન્માર્ગ પર લાવી રહ્યો છે; સાધકોને સિદ્ધિ આપે છે; ફકીરોને તેમના 'મંજિલે–મકસૂદ'ની (યથેચ્છ પદાર્થની) પ્રાપ્તિ કરાવે છે; વ્યથિત હૃદયને શીતલ કરે છે અને વિમુખોને સન્મુખ કરે છે.

**સૈયદ કાસીમઅલી "સાહિત્યાલંકાર" લખે છે કે–**

અમારા મહાન આચાર્યોએ પ્રાચીનકાળમાં જે મહત્ત્વપૂર્ણ ગ્રંથો રચ્યા હતા તેમાં રામાયણ એક અપૂર્વ ગ્રંથ છે. એની રચનાને હજારો વર્ષ વીતવા છતાં હજી પણ ભારતવર્ષમાં મહેલોથી તે ઝુંપડીઓ સુધીમાં એની પૂજા, પાઠ અને આરતી થાય છે; અને તે એટલા માટે કે આ ગ્રંથ અનેક પ્રકારનાં ઉપદેશરત્નોથી ભરપૂર છે. એમાંનો પ્રત્યેક શબ્દ મનોહરતાના અને ગૂઢાર્થના સંચામાં ઢળાયલો છે તેથીજ તે પોતાનું અનેરૂં ઝવેરાત સંસારમાં દર્શાવી રહ્યો છે.

એમાં સ્ત્રીસમાજની પવિત્રતા, શક્તિ અને મહાનતા વિષે જેવો પ્રકાશ સમાયલો છે; તેવો પ્રકાશ બીજા કોઈ ગ્રંથમાં નથી દેખાતો. × × આવા ઉચ્ચ આદર્શવાળી શિક્ષા નથી તો બાઈબલ, તૌરેત, કુરાન ઇત્યાદિ કોઇ ધર્મગ્રંથમાં મળતી; કે નથી એ ગ્રંથોમાં સ્ત્રીજાતિ માટે આટલો સુંદર અને સુદૃઢ ધર્મમાર્ગ મુકરર કરેલો.

રામાયણ ઉપર હું એટલાજ માટે પ્રેમ રાખું છું અને મેં મારી

કોમના કેટલાય વિવાહોમાં કન્યાઓને રામાયણ ગ્રંથ દહેજમાં આપી-ને તેઓ પ્રત્યે તેની મહત્તાનો ઈસારો કર્યો છે, કે જેથી તે પતિવ્રત ધર્મની અનુગામિની થઈને સ્ત્રીજાતિની મહત્તા માટે ગર્વ રાખે. આથી કરીને મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલું; પરંતુ મેં સ્પષ્ટ કહી દીધું કે, **રામાયણ કંઈ માત્ર હિંદુસમાજનો ગ્રંથ નથી પણ સમસ્ત માનવસમાજની સંપત્તિ છે.**

રામાયણના વ્યાપક ભાવોમાં તલ્લીન થવું અને સર્વ પ્રકારે તે મુજબ વર્તવું એજ તેની સાચી પૂજા છે. હાલમાં પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવા–ભૂંસવામાં કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શક્તિ પ્રાયઃ બધાંજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે. એણે છૂટાછેડા, પુનર્વિવાહ તથા સ્ત્રીસ્વાતંત્ર્ય-ની હિલચાલ વડે 'પાતિવ્રત–ધર્મ''ની શ્રેષ્ઠ ભાવના ઉપર કુહાડો માર્યો છે અને એમાં પણ સંદેહ નથી કે, પુરુષસમાજે એ બાબત તરફ એટલી ઉદાસીનતા બતાવી છે કે જેથી સ્ત્રીસમાજની ક્રાંતિમાં પાશ્ચાત્ય સભ્યતા હજી પણ પોતાનો બૂરો પ્રભાવ નાખી રહી છે.

છેવટે મને પૂર્ણ આશા છે કે હિંદુ, મુસલમાન, ઇસાઈ આદિ સર્વ ધર્માવલંબીઓ આ 'પાતિવ્રત–ધર્મ''નું મનન કરીને એના પ્રચારમાં સહાયક થવા માટે પોતાની વીખરાયેલી શક્તિઓને એકત્ર કરશે; માતૃશક્તિની અખંડ જ્યોતિ પાછી એક વાર જગતને પોતાના દિવ્ય પ્રકાશથી ચકિત કરી દેશે અને માનવજીવન કૃતકૃત્ય થઈ રહેશે !

# મહાભારત શું છે? શાથી વાંચવું?

'મહાભારત'નું નામ કોઈકજ આર્ય-હિંદુથી અજાણ્યું હશે. હિંદુજાતિમાં જે જે પ્રાચીન ગ્રંથો મહત્ત્વના અને ઉપકારક ગણાતા આવ્યા છે; તેમાં આ ગ્રંથ પ્રથમ શ્રેણીમાં રહ્યો છે ને રહેશે.

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'ભગવદ્‌ગીતા' જગતભરના વિદ્વાનોને અદ્‌ભુત જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંનાં બીજાં પણ એવાં એવાં અનુપમ રત્નો પ્રચલિત થયાં છે કે જે નિત્યપ્રતિ લક્ષાવધિ સજ્જનોનાં હૃદયને કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગના અનેરા પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિના એક અગત્યના ખંડરૂપ "શાંતિપર્વ"માં લહેરાઈ રહેલું ધર્મામૃત, તેમાં નિમજ્જન કરનારાં હજારો હૃદયોને અધિકાધિક શાંત અને પવિત્ર બનાવી પરમ પદાર્થને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાન ગ્રંથનો અદ્‌ભુત પ્રકાશ હજારો વર્ષથી આર્ય નૃપતિઓની પરંપરાને રાજધર્મ અને વીરત્વના ઉત્તમ આદર્શ દર્શાવતો આવ્યો છે; જે મહાન ગ્રંથની ઓજસ્વી કથાઓએ શતાવધિ નૃપતિઓને અને લક્ષાવધિ ક્ષત્રિયોને પ્રભાવિત કરી વીરત્વના અસામાન્ય ધર્મપંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના પ્રભાવે વિકટ સમયમાં પણ પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી જેવા અડગ ટેકી મહાવીરો પ્રકટાવીને તેમને અપાર બળશાળી શત્રુદળો સામે અડગભાવે ઉભા રાખ્યા છે; જે મહાન ગ્રંથની જ્વલંત પ્રેરણાઓથી પ્રેરાઈને લક્ષાવધિ ક્ષાત્રકુળદીપક વીરાત્માઓએ અશાશ્વત જગત પ્રત્યેનાં મોહ-મમતા છોડી દીધાં છે અને પ્રફુલ્લવદને પોતાનાં પ્રચંડ શરીરો સ્વધર્મપાલનના મહાયજ્ઞમાં તૃણની પેઠે હોમી દઈ વીરગતિ પ્રાપ્ત કરી છે; જે મહાન ગ્રંથ ભારતવર્ષની હાલની દીનહીન દશામાં પણ વિદ્વાનથી માંડી ખેડુત સુધીનાં અને રાજાથી માંડી રંકપર્યંતનાં કોટયવધિ સંતાનોને આર્યોની અસામાન્ય જાહોજલાલીનું સ્મરણ આપતો થકો તેના એક મણિખચિત સ્મારકસ્તંભરૂપે ઉભો છે અને

**'उत्तिष्ठत जाग्रत, प्राप्य वरान्निबोधत'** ઇત્યાદિ ઉત્તેજક મહામંત્રો સ્થળે સ્થળે સુણાવી રહ્યો છે; જે મહાગ્રંથરૂપી સ્મારકસ્તંભ દેવર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ ચારે વર્ણાશ્રમના અનેકાનેક મહાત્માઓનાં ચરિત્રરૂપી મહામણિઓથી શોભતો થકો તેમના વ્યવહાર ને પરમાર્થ સંબંધી અનેકાનેક ઉન્નતિદાયક અનુભવો તથા અસરકારક ઉપદેશોથી પ્રકાશી રહ્યો છે; આવો આર્યોનાં આદર્શભૂત જ્ઞાનચારિત્ર્યથી શોભી રહેલો મહાસાગરસમો મહાભારત ગ્રંથ, સમગ્રરૂપે આર્ય-હિંદુના પ્રત્યેક ગૃહને સુશોભિત કરે; આબાલવૃદ્ધને ઉચ્ચ પ્રેરણાઓ આપ્યા કરે અને ઉન્નતિપરાયણ રાખ્યા કરે એવું કોણ નહિ ઇચ્છે?

જેનું નામજ "મહાભારત" છે; જેના રચનાર મહર્ષિ વ્યાસ ભગવાન છે; જેના સૂત્રધાર યોગેશ્વર કૃષ્ણ ભગવાન છે; જેમાં બાણાવળી અર્જુન, દૃઢપ્રતિજ્ઞ ભીષ્મપિતામહ, મહાનીતિજ્ઞ વિદુર, ધર્માવતાર યુધિષ્ઠિર, ગદાધારી ભીમ, યુદ્ધવિશારદ દ્રોણ, મહાન દાતા કર્ણ, મહાસતી ગાન્ધારી અને વીરાંગના દ્રૌપદી વગેરે જેવાં અસામાન્ય અને પ્રાતઃસ્મરણીય પાત્રો છે; તેમાં અન્ય પણ એક એકથી ચઢી જાય એવા અનેકાનેક રાજા-મહારાજા, રથી-મહારથી, વીર-મહાવીર અને સતી-મહાસતીઓના અપૂર્વ શૌર્ય-પરાક્રમાદિનાં વર્ણન તથા અનેકાનેક ઋષિમુનિ અને અવતારાદિનાં ગુણગાન પણ છે. જેમકે નર ને નારાયણ, વ્યાસ ને વાલ્મીકિ, યાજ્ઞવલ્કય ને ભૃગુ, સનત્સુજાત ને અષ્ટાવક્ર, વિષ્ણુ ને મહાદેવ, મૈત્રેય ને અંગિરા, સુહોત્ર ને ઉશીનર, અભિમન્યુ ને બલરામ, ગાલવ ને માંડૂક્ય, કપિલ ને વિશ્વામિત્ર, સગર ને ભગીરથ, શ્રીરામ ને હનુમાન, સત્યભામા ને સુભદ્રા, સીતા ને વિદુલા, ભરત ને પૃથુ, દિલીપ ને યયાતિ, માંડવ્ય ને પરાશર, મંદોદરી ને પાર્વતી, માન્ધાતા ને જનક, ગાર્ગી ને સુલભા, જાજલી ને તુલાધાર, મનુ ને બૃહસ્પતિ, બલિ ને પ્રહ્લાદ, સેનજિત્ ને ઇક્ષ્વાકુ, ઋષભ ને વામદેવ, પર્વત ને શુક્રાચાર્ય, દમયંતી ને સાવિત્રી, અસિત ને દેવલ, દ્રોણ ને કૃપાચાર્ય, વસિષ્ઠ ને પરશુરામ, શુકદેવ ને નારદ, દુર્વાસા ને દત્તાત્રેય, રંતિદેવ ને શિબિ, વિદુર ને સંજય, ૪૦ ૪૦

જે ઇતિહાસગ્રંથ એવા એવા અનેકાનેક રાજર્ષિ ને બ્રહ્મર્ષિ, દેવર્ષિ ને મહર્ષિ, ગૃહસ્થ ને વાનપ્રસ્થ, યોગી ને મહાયોગી, સાધક ને સિદ્ધ, દાતા ને ધર્માત્મા, જ્ઞાની ને ભક્તાત્મા, તેમજ જિજ્ઞાસુ અને મુક્તાત્માઓનાં મનોહર નામો અને અલૌકિક કામોથી ભરપૂર હોઇને જેમાંનાં થોડાં પણ નામો તથા કામોનું નિત્યપ્રતિ શ્રવણ–કીર્તન કરવામાં આવે, અથવા તો ભાવભક્તિથી સ્મરણ–ચિંતન કરવામાં આવે, તો તેથી માણસના હૃદયમાં કલ્યાણકારી સંસ્કારો અવશ્ય જાગી ઉઠે, ખીલી ઉઠે, અને તેના પરિણામે જ્ઞાનચારિત્ર (એટલે કે આચાર, વિચાર ને ઉચ્ચાર, અથવા મન વાણી ને ક્રિયા) પણ પવિત્ર અને ઉન્નત થઇ શકે એમાં નવાઇ નથી. માટે એવા મહાન ગ્રંથનું પઠન–પાઠન પ્રત્યેક હિંદુ સંતાને કરવું જોઇએ.

હવે મહાભારતના કેટલાક ખાસ પરિચિત તથા ઉંડા અભ્યાસીઓના જાણવા જેવા વિચાર સારાનુવાદરૂપે નીચે આપ્યા છે.

**પંડિત રાજારામ** કહે છે કેઃ–" હિંદુજાતિના પ્રાચીન ધર્મ-ગ્રંથોમાં મહાભારતને પાંચમો વેદ કહે છે તે યોગ્યજ છે. કેમકે આ ગ્રંથ અનેક શિક્ષાઓનો ભંડાર, ઉપદેશોનો આગાર અને ધર્મ-કર્મનો મીમાંસાકાર છે. તેમાં મુખ્ય વિષય તો વીર પાંડવોનો ઉદય, કૌરવપાંડવોનું યુદ્ધ, પાંડવોની રાજ્યપ્રાપ્તિ અને તેમના રાજ્યશાસનનું વર્ણન કરવાનો છે; પણ તેના કવિ એક વેદપારંગત મહાત્મા અને ધર્મસંસ્થાપક મહામુનિ હોવાથી એની સાથે સાથે પ્રસંગોપાત ધર્મ, નીતિ, રાજ્યશાસન અને તત્ત્વજ્ઞાનનાં તેઓ એવાં સરસ અને ઉચ્ચ પ્રકારનાં વર્ણન કરી દે છે કે વાચક કોઈ નવોજ પ્રકાશ અનુભવે છે; તેનું હૃદય વિશાળ બની જાય છે અને તે શુંનો શુંય થઈ જાય છે. જગતભરના સમગ્ર વિદ્વાનોમાં આદર પામેલો 'ગીતા' ગ્રંથ પણ મહાભારતનોજ એક ભાગ છે. જે ઉદ્દેશથી એમાં પ્રસંગ-વશાત્ મહત્ત્વના ઉપદેશ અપાયા છે; તેજ ઉદ્દેશથી આ ગ્રંથમાં રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓનાં પ્રસંગોપાત અનેક ઉપાખ્યાન, દૃષ્ટાંત અને કથા–કહાણીઓ આપેલાં હોવાથી પાઠક ઉપર ઉંડો પ્રભાવ પાડે

છે અને ગ્રંથની મનોહરતા તથા ઉપયોગિતા અનેકગણી વધારી મૂકે છે. આ પ્રમાણે મહાભારત આર્યજાતિના પ્રાચીન જીવનથી અને મહત્ત્વ-પૂર્ણ ઉપદેશોથી ભરપૂર હોવાથી તેનું વાચનશ્રવણ હિંદુસંતાનોને માટે અત્યંત લાભકર્તા છે. માત્ર તેની મૂળકથા લઇએ તો તે પણ એટલી બધી રોચક અને અસરકારક છે અને તેમાં એવાં ઉચ્ચ કોટિનાં ચરિત્ર આલેખાયલાં છે કે તેમાં બીજી બાબતો ન ઉમેરાઇ હોત તોપણ આ ગ્રંથ આખી દુનિયાના સાહિત્યમાં મુકુટમણિ ગણાત.''

**પંડિત ઇશ્વરીપ્રસાદ શર્મા કહે છે કેઃ**—''મહાભારતમાં શૃંગાર-થી વૈરાગ્ય સુધીના સર્વ રસોનો એવો સુંદર સમાવેશ થયેલો છે કે જેથી ભારતના મહાન વીરોની આ પવિત્ર કથા બહુજ મન-મોહક, હૃદયગ્રાહી અને પ્રભાવશાળી બની રહી છે. આથીજ પ્રથમ-થી હાલ સુધીના બધા પંડિતોનો એવો મત છે કે જે કંઇ **મહા-ભારતમાં છે, તેજ બીજે સ્થળે જણાય છે; અને જે તેમાં નથી તે ક્યાંય પણ નથી.** × × વાત પણ ખરી છે કે એમાં ચારે વર્ણ અને ચારે આશ્રમના માનવીઓ માટે જાણવા જેવા પુષ્કળ ઉપદેશો અને શિક્ષણો ભરેલાં છે. પ્રાચીનકાળથી કવિઓ, મહાકવિઓ અને નાટકકારો મહાભારતના આધાર પર અનેકાનેક કાવ્ય, મહાકાવ્ય અને નાટકો લખતા આવે છે તોપણ હજુ એ ભંડાર ખાલી થતો નથી! હજી પણ આ અખૂટ ભંડારમાંથી ભારતના જુદી જુદી ભાષાના કવિઓ અને લેખકો પુષ્કળ સામગ્રી મેળવતા રહી તેને આધારે પોતાની પ્રતિભા ખીલવ્યા કરે છે. આથીજ લોકો કહે છે કે, 'ઉચ્ચ કોટિના કવિઓમાં જે કંઈ કાવ્ય અને રચના-ના ચમકાર દેખાય છે તે સર્વ ભગવાન વ્યાસજીનુંજ ઉચ્છિષ્ટ છે.''

"મહાભારતના એકેએક પાત્રનું ચરિત્ર અદ્દભુત છે. તેનું નિરીક્ષણ કરવાથી આપણને હજારો વર્ષ પહેલાંની આપણા દેશની અને સમાજની અવસ્થાનું જ્ઞાન મળે છે. તે સમયનો વર્ણાશ્રમ ધર્મ કેવો ઉત્તમ હતો; તે વખતના ક્ષત્રિયો કેવા શૂરવીર, પરાક્રમી અને સત્યસંકલ્પ હતા; એ સર્વ આપણા લક્ષમાં આવી જાય છે. માટે આ

ગ્રંથ વાંચીને આપણા પૂર્વજોનાં પવિત્ર ચરિત્રથી પરિચિત થવું એ પ્રત્યેક હિંદુનું–નહિ નહિ, પ્રત્યેક ભારતવાસીનું–મુખ્ય કર્તવ્ય છે."

"ભીષ્મપિતામહની અલૌકિક પિતૃભક્તિ, શ્રીકૃષ્ણની વિલક્ષણ રાજનીતિ, યુધિષ્ઠિરની પ્રશંસાપાત્ર સત્યનિષ્ઠા તથા દ્રોણ, દુર્યોધન, કર્ણ, અર્જુન અને ભીષ્માદિ વીરોની અસામાન્ય વીરકથાઓ વાંચીને કયા ભારતવાસીના મુરદાલ પ્રાણોમાં પણ નવજીવનનો સંચાર નહિ થાય? પૂર્વજોનું એ અપૂર્વ ગૌરવ સંભારીને ગર્વથી કોની છાતી નહિ ફૂલી ઉઠે? માટે જો આપણે આપણા ભૂતકાળના મહત્ત્વનું યથાર્થ ચિત્ર જોવું હોય તો આપણે મહાભારત જરૂર વાંચવું જોઇએ. જો સંસારના એ અલૌકિક મહાવીરોની વીરકથા વાંચીને આપણા મુરદાલ પ્રાણોમાં નવીન સંજીવની શક્તિ ભરવાની ઇચ્છા હોય તો મહાભારતનો પાઠ અવશ્ય કરવો જોઇએ; અને સત્ય વાત તો એ છે કે **જેણે મહાભારત નથી વાંચ્યું તેનું ભારતવાસીજ હોવું વ્યર્થ છે."**

**મહાત્મા ગાંધીજી** એવા ભાવનું કહે છે કેઃ—"મેં આ પહેલાં 'મહાભારત'નો સંપૂર્ણ ગ્રંથ વાંચ્યો ન હતો. કોઇ કોઇ વાર થોડું થોડું જોયું હોય તે જુદી વાત. મેં તો ઉલટો તેની વિરુદ્ધમાંજ મત બાંધી દીધો હતો કે, એમાં મારપીટ, લડાઇ અને ઝઘડાઓની કહાણીઓ હશે અને એવાં લાંબાં વર્ણન હશે કે મારાથી વાંચી પણ નહિ શકાય; અથવા હું વાંચવા બેસીશ તો મને નિદ્રાજ આવશે! એથી કરીને મહાભારતનાં છ હજાર પાનાંનાં મોટાં પોથાં જોઇને પ્રથમ તો હું ગભરાયો હતો; પરંતુ પછી જ્યારે મેં તેને વાંચવું શરૂ કર્યું ત્યારે તો અમુક ભાગ સિવાય એ એટલું બધું મનમોહક થઇ પડયું–તેમાં એટલી બધી લ્હે લાગી ગઇ કે એક વાર શરૂ કર્યા પછી એ ગ્રંથ પૂરો કરવાને હું અધીરો બની ગયો અને એ સંપૂર્ણ વાંચી રહ્યા પછી એ વિષેના મારા પહેલાંના ખ્યાલો ખોટા ઠર્યા.

એ ગ્રંથ મેં ચાર મહિનામાં (યરોડા જેલમાં) પૂરો કર્યો ત્યારે મને લાગ્યું કે આ મહાભારતને કાંઈ ઉપમા આપવી હોય તો ગણ્યાંગાંઠયાં સુંદર જવાહીરોની એકાદ તિજોરીની ન આપી

શકાય; પણ અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણુ સાથેજ તેને સરખાવી શકાય; કે જે ખાણુને જેમ જેમ વધુ ને વધુ ઉંડી ખોદીએ તેમ તેમ તેમાંથી કિંમતી જવાહીર વધુ ને વધુજ નીકળતાં ચાલે."

**લોકમાન્ય તિલક મહારાજે** કહ્યું છે કેઃ—"મહાભારતમાં ધર્મરાજની સત્યનિષ્ઠા, કર્ણની ઉદારતા, ભીષ્મનું બાહુબળ, અર્જુનનું યુદ્ધકૌશલ્ય ઇત્યાદિ અનેક ઉત્તમોત્તમ ગુણોયુક્ત વીરોનાં વર્ણન છે અને તે વીરોનાં ચરિત્ર વાંચવા યોગ્ય તથા મનન કરવા યોગ્ય છે. એમાં પણ ભીષ્મ પિતામહનો દૃઢ નિશ્ચય અને શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિકૌશલ્ય તો વિલક્ષણ મહત્ત્વ ધરાવે છે. તેમના આગળ બીજાઓના બધા ગુણો ફિક્કા પડી જાય છે. × × × માટે નવયુવકોને કહું છું કેઃ–'**મહાભારતનું અધ્યયન અવશ્ય કરો અને ભીષ્મ પિતામહનો દૃઢ નિશ્ચય તથા શ્રીકૃષ્ણચંદ્રનું રણકૌશલ્ય તમારામાં વધારવાનો પ્રયત્ન કરો.**'"

**પંડિત સાતવલેકરજી** લખે છે કેઃ–"જ્ઞાની પુરુષો કહેતા આવ્યા છે કે, જેમને પ્રાચીન ઇતિહાસ નથી તેમને માટે ભવિષ્યમાં આશાયે નથી; પણ ભારતવાસીઓને તો પ્રાચીન ઇતિહાસ છે. અને તે પણ દિગ્વિજયી, પ્રતિભાપૂર્ણ અને તેજસ્વી ઇતિહાસ છે; તેથી ભારતવાસીઓને માટે તો નિઃસંદેહ ભાગ્યદિન સર્જાયલો છે. હા, એ ભાગ્યદિન લાવવા માટે ભારતવાસીઓએ પોતાના પૂર્વજોનો એ ભવ્ય અને પ્રતાપપૂર્ણ ઇતિહાસ જરૂર જાણવો અને વિચારવો જોઇએ. માત્ર ઇતિહાસના અસ્તિત્વથી કામ નહિ ચાલે પણ તેનું જેટલું પણ વધારે મનન થશે તેટલોજ વધુ લાભ થવાનો સંભવ છે. માટે **આ પ્રતાપપૂર્ણ દિગ્વિજયનો ઇતિહાસ પ્રત્યેક ભારતવાસી સમક્ષ રજુ થવો જોઇએ.**"

"જનસમાજમાં લોક અનેક પ્રકારના છે તેમ તેમની રુચિ પણ જુદા જુદા પ્રકારની હોય છે. આથી એકને જે રુચે છે તે બીજાને નથી રૂચતું; પરંતુ આ કાવ્યમય ઇતિહાસ તો એવી અજબ રીતે લખાયો છે કે **તેમાં પ્રત્યેક પ્રકારના માણસને રસાસ્વાદ મળી શકે છે.** આસ્તિક ભગવદ્‌ભક્ત આમાં ભક્તિમાર્ગ જોઈ શકે છે;

વેદાંતી આમાંથી આત્મપ્રત્યયનું જ્ઞાન મેળવી શકે છે; તર્કવિશારદ એમાં યુકિતવાદ જોઈ શકે છે; શાસ્ત્રજિજ્ઞાસુ આમાંથી અનેક શાસ્ત્રના સિદ્ધાંતો જાણી શકે છે; ઇતિહાસપ્રેમી માટે એમાં અતિવિશાળ કાર્ય-ક્ષેત્ર રહેલું છે; રાજપ્રકરણીને એમાં રાજનીતિ દેખાય છે; વીરને એમાં વીરતાનાં દૃષ્ટાંત મળી આવે છે; ગૃહસ્થાશ્રમીને એમાંથી ઉત્તમ ગૃહસ્થનું જીવન જાણવા મળે છે અને બ્રહ્મચારીને આદર્શ બ્રહ્મચારીના દાખલા મળે છે. તાત્પર્ય કે, **જેને જેને જેવી જેવી જિજ્ઞાસા હોય તેની તે તે તમામ પ્રકારની જિજ્ઞાસા આપણા પૂર્વજોના આ અનુપમ ઇતિહાસરૂપી મહાભારતમાંથી તૃપ્ત થાય છે.**

**કવિવર રવીંદ્રનાથ ઠાકુર** કહે છે કેઃ—"રામાયણ અને મહાભારતને કેવળ મહાકાવ્ય ન કહેવાય. તે ઇતિહાસ પણ છે. હા, તે કાંઇ સમય અથવા ઘટનાઓના ઇતિહાસ નથી. ઘટનાઓના ઇતિહાસ તો અમુક સમયનુંજ અવલંબન કરે છે; પણ રામાયણ અને મહાભારત તો ભારતવર્ષના ચિરકાળના ઇતિહાસ છે. બીજા ઇતિહાસો વખતોવખત ફરે છે તેમ આ ઇતિહાસો ફરતા નથી. ભારતવર્ષની જે સાધના, આરાધના અને સંકલ્પ છે; તેનોજ ઇતિહાસ આ બન્ને મહાકાવ્યોરૂપે રાજપ્રાસાદના ચિરકાલરૂપી રાજસિંહાસન પર સમ્રાટસમો વિરાજે છે."

**સ્વામી વિવેકાનંદ** કહે છે કે—મહાભારતમાં ઋષિમુનિઓએ એવી આદર્શભૂત સંસ્કૃતિ આલેખી છે કે જેને માટે હિંદુજાતિને અને સમગ્ર માનવજાતિને તીવ્ર આકાંક્ષા જાગશે.

# વિંછીના કેટલાક ઉપાય

૧–વિંછી ડંખે તે જગાએ મીઠું ઝીણું વાટી ઘસવાથી નહિ ચઢે.

૨–માણસના નખ તથા સોપારીનો ભૂકો બીડીમાં પીવાથી અથવા કરોળીઆનું પડ ચલમમાં પીવાથી વિંછી ઉતરે છે.

૩–નાગરવેલનાં બે પાનમાં ચપટી ચપટી મીઠું નાખી ચાવી જવાથી વિંછી ઉતરે છે.

૪–ડંખ ઉપર મધ ઘસવાથી ફાયદો થાય છે.

૫–જાંબુડાનાં પાન, પાકાં કેળાં, અથવા ડુંગળીને વાટી લુગદી બાંધવાથી ઝેર ઉતરે છે.

૬–આંબલીનો કચૂકો ઘસી ધોળો થાય ત્યારે ડંખ ઉપર ચોઢી દેવાથી તે ઝેર ચૂસી ખરી પડશે.

૭–તુલસીનાં પાન ચાવી કાનમાં ફૂંકવાથી વિંછી ઉતરશે.

૮–પાશેર પાણીમાં ત્રણેક તોલા મીઠું વાટીને નાખવું અને ખૂબ હલાવી તે પાણી ગાળીને શીશીમાં ભરી રાખવું. આ પાણીમાં રૂનું પોલિયું ભિંજવીને વિંછીના ડંખ પર મૂકી દેવું તથા વિંછી ચઢયો હોય ત્યાંસુધી એજ પાણી ચોપડી જમણા હાથપગ ઉપરથી નીચેની બાજુ તરફ જરા ભાર દઇને ઘસવું તથા થોડુંક રૂ શીશીના પાણીમાં પલાળીને વિંછી જે બાજુ કરડયો હોય તેની સામેની બાજુના નાકમાં જોરથી તેમાંનું પાણી સુંઘાડવું તથા એજ (ઉલટી બાજુના) કાનમાં એ શીશીમાંનું પાણી થોડુંક નાખવું. આથી પણ મટે છે.

૯–ઠીંકરામાં થોડા અંગારા ઉપર હળદરની ભૂકી ભભરાવી તેનો ધૂમાડો કરડેલા અંગની સામેના નાકમાં જોરથી લેવરાવવો.

૧૦–પોટાસ પરમેંગેનેટ અને ટાર્ટરિક એસીડ આ બંને સસ્તી ચીજો હોઇ અધોળ અધોળ જુદી જુદી શીશીમાં ભરી રાખવી. જરૂર પડતાં પોટાસ ૩ ચોખાભાર અને ટા૦ એસીડ બે ચોખાભાર ભેગાં કરી જરા વાટીને બરાબર ડંખ હોય તે ઉપર મૂકી તે ઉપર પાણીનાં બે ત્રણ ટીપાં નાખવાં એટલે તરત વિંછી ઉતરી જશે.

